બલવંત સંગીત મંડળી.

# ધરમકા ચાંદ.

અર્થાત

# પ્રહલાદ.

## ગાયનો.

સન ૧૯૧૮.

## કંપની માટે બે બોલ.

બલવંત સંગીત મંડળી નીકળ્યાને આજે એક મહીનો થયો. એટલા ટુંક અરસામાં કંપની તરફથી ઘણાં મરાઠી તેમજ ઉર્દુ નાટકો બહાર પાડવામાં આવ્યાં છે ઉર્દુ નાટક "તાજેવફા" ને અમારા પારસી, ગુજરાતી, મુસલમાન અને ખાસ કરીને અમારા મુલતાની બંધુઓ તરફથી ઘણો ઉદાર આશ્રય મળતો રયો છે. તેનાથી ઉત્તજીત થઇ તેઓ આઈના મનરંજનાર્થ બીજો ભક્તિરસપ્રધાન ઉર્દુ નાટક નામે "ધરમકા ચાંદ" અર્થાત્ "પ્રલ્હાદ" કંપનીએ જનાબ "મુનશી સય્યદ મુજફ્ફર હુસેન સગીર સુફી" એઓ પાસેથી તૈયાર કરાવી ઘણી મેહનત લઇ બહાર પાડયો છે. સદરહુ પુસ્તકમાં એ નાટકનાં ગાયનો પ્રસીદ્ધ કરી બલવંત સંગીત મંડળી પોતાના હીતચિંતકોને આગળ ધરેછે અને વખતના અભાવે તેમજ કંપનીની શરૂઆતમાં કાર્ય વાહકો ઉપર કામકાજનો જે ભાર રહેલો હોયછે તે કારણે આ નાટકની અંદર જે દોષો રયા હોય તે તરફ પ્રેમ દ્રષ્ટીથી જોવા તેમના તરફથી આશા રાખેછે. હમણાં ચાલુ થયેલી રાષ્ટ્રીય ભાષાની હીલચાલને આ ઉર્દુ નાટકો થોડી ઘણી રીતે પણ પોષક થાય તો કંપનીનો ઉર્દુ નાટકો લખવામાં એ બાજુ રહેલો ઉદેશ સફળ થયો ગણાશે.

# ધરમકા ચાંદ

અર્થાત્

# પ્રલ્હાદ

# નાટકનો સાર.



## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો—શ્રીશંકરના વરથી ઉન્મત્ત થએલા હીરણ્યકશ્યપુના ત્રાસથી ત્રાસી ગયેલી રૈયતને રાજાના જુલમમાંથી છોડાવવા માટે એક તપસ્વી ભગવાનની પ્રાર્થના કરતો હતો એટલામાં દરબારમાંના ચાર માણસો ત્યાં આવી રાજાના જુલમમાટે ફરીયાદ કરેછે. તેજ વખતે તેજ જંગલમાં પ્રલ્હાદ કુમાર પોતાના દોસ્તો સાથે શીકાર કરવા આવેલો તે વાઘની પુઠે દોડતો હતો એટલામાં તપસ્વીની નજરે પડ્યો. પોતાની તપશ્ચર્યાની બધી સીધ્ધી પ્રલ્હાદને મળે અને પ્રલ્હાદના હાથથીજ રાજાને શીક્ષા થાય તેટલા સારૂ તે તપસ્વી ભગવાનની પ્રાર્થના કરેછે. પ્રલ્હાદના શરીરમાં પેહેલાંથીજ ઇશ્વરીઅંશ સમાયલો હતો

તેથી. પ્રલ્હાદ અને વાઘ બન્નેની આંખો મળી કે તુરત વાઘનો જન્મસ્વભાવ બદલાઈ જઈ તે બકરી જેવો બની ગયો ! આ જોઇ પ્રલ્હાદને બહુ અજાયબી લાગેછે. આ તકનો લાભ લઈ તે તપસ્વી પ્રલ્હાદના શરીરમાં ઇશ્વરનો અંશ છે એવું પ્રલ્હાદને જણાવી દેછે ! હીરણ્યકશ્યપુ રાજા વિષ્ણુ ભગવાનનો કટ્ટો દુશ્મન હતો તેથી તે તપસ્વી પ્રલ્હાદને શ્રી-વિષ્ણુનામનો મંત્રોપદેશ આપેછે. તે વખતથી પ્રલ્હાદ ભગવાન વિષ્ણુની ભકતી કરવા લાગેછે. અને રાજા ગાદીપર બેઠો ત્યારથી તે તપસ્વી રાજગુરૂના વેષમાં રહી દરબારમાં હાજર રેહેતો અને રાજાના દુષ્કર્મ-ઉપર નજર રાખતો હતો !

પ્રવેશ ૨—ચક્રદેવ નામનો એક ઘરડો બ્રાહ્મણ તેની બાયડી સાથે હમેશ વઢી ઇશ્વરની ભકતી કર્યા કરતો. આ ચક્રદેવના છોકરા ચંચલ ઉપર પ્રેમ કરનારી તપસ્વીની છોકરી ચપલા ઘરડા ચક્રદેવને પોતાની બાયડી સાથે નહી વઢવા બોધ આપેછે. એટલામાં પ્રલ્હાદ સાથે શીકાર કરવા ગયેલો ચંચલ ત્યાં આવી પુગેછે ! અને પોતાના ઉપર પ્રેમ કરનારી ચપલાને જંગલમાં બનેલી ઇશ્વરોપદેશની વાત કહેછે. ચપલાને તે વાત સાચી લાગતી નથી. તેથી તેની ખાત્રી કરવા માટે ચક્રદેવ ડોસા ઉપર બાણ છોડવાનું નીશાન ધરી ડોસાને બીવડાવેછે. અને પોતાની માસાથે ઠીક રીતે રેહેવ બોધ આપેછે. ડોસો તે વાત માનેછે.

પ્રવેશ ૩—રાજકુંવરી મલ્લીકા તેની સાહેલીઓ સાથે રમતી હતી તે વખતે તેના ઉપર પ્રેમ કરનારો મંદાર નામનો પ્રલ્હાદનો શરીરસંરક્ષક ત્યાં આવી પુગે છે. મલ્લીકાની સાહેલીઓ મંદાર આવેલો જોઇ ત્યાંથી નીકળી જાયછે. પ્રલ્હાદને શીકારમાટે જવા દઇ મલ્લીકાપાસે પ્રેમની વાતો કરવા મંદાર ત્યાં આવેલો હતો. આ વાતની રાજાને ખબર પડશે તો તે તપીજશે એટલામાટે મલ્લીકા મંદારને ત્યાંથી જવા કહેછે. મંદાર નાખુશીથી જવા લાગેછે એટલામાં મલ્લીકા તેનેપાછો બોલાવી લાવેછે અને બન્ને પ્યારની વાતોમાં મશગુલ થઈ જાય છે !

પ્રવેશ ૪—રાણી કયાદુ. રાજકુમાર પ્રલ્હાદ શીકાર માટે ગયેલો ત્યાંથી પાછો નહી આવ્યાના સબબે ભગવાનની સ્તુતી કરતી કરતી દરબારમાં જતી હતી તેવામાં અપશકુન થયાથી ભવીષ્યના નડતરના વીચારથી ચીંતાતુર થઈ દરબારમાં પ્રવેશ કરેછે.

પ્રવેશ ૫ મો—રાજા હિરણ્યકશ્યપુ ગર્વથી મત્ત થઈ પોતાનાં વખાણુ પોતેજ કરેછે. તે વખતે રાજગુરૂ ત્યાં આવી પુગેછે. અને નજરે ન પડતાં અજાએ બીધી રાજાને પુછેછે. પ્રલ્હાદ કુમાર રાજસભામાં પ્રલ્હાદ શીકાર માટે ગયાનું રાજા કહેછે. એટલામાં બે વિષ્ણુભકતો રાજાની નિંદા કરેછે એવી ખબર મળવાથી રાજા તે બન્ને જણોને કેદ કરી મંગાવેછે. રાજા અને બન્ને ભકતો વિષ્ણુભકતીમાટે તકરાર કરેછે એટલામાં પ્રલ્હાદ

કુમાર વિષ્ણુભગવાનના નામનો જેજેકાર કરતો કરતો રાજદરબારમાં દાખલ થાય છે. પ્રલ્હાદના કપાળ ઉપર વેષ્ણુવી ટીળો જોઈ રાજા ચીડાઇ જાયછે. અને પ્રલ્હાદને તે બાબતમાં પુછે છે. પ્રલ્હાદ તેને જંગલમાં બનેલી બધી હકીકત સંભળાવેછે. રાજા તેને વૈભવ અને રાજયની લાલચ બતાવતો હતો ત્યારે પ્રલ્હાદ તેને ધીટકારી વિષ્ણુભકતીમાં મગ્ન થાય છે. તેથી રાજા બહુજ ચીડાઈ જઇ રાણી અને રાજગુરૂને પ્રલ્હાદને સમજાવવા હુકમ કરેછે. અને પ્રલ્હાદને ઠેકાણે આવવામાટે બે દીવસની મુદ્દત આપેછે. પેલા બે વિષ્ણુભકતોને પોતાનો હુકમ નહી માનવામાટે રાજા મારવા દોડેછે પણ પ્રલ્હાદ વચ્ચે પડી બન્નેને છોડાવે છે.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—આજ સુધી બનેલી અને ભવીષ્યમાં બનવાવાળી બધી બાબતોનો વીચાર તપસ્વી મહારાજ કરતો હતો એટલામાં મંદાર ત્યાં આવી પ્રલ્હાદનો સમાચાર કહેછે. મંદારને રાજાનો કટ્ટો દુશ્મન બનાવવામાટે તપસ્વી રાજાના તરફેણમાં બોલી મંદારને ખુબ ઉશ્કેરે છે। તે બહુ તપી જાયછે ત્યારે મલીકાના પ્યારની યાદ તપસ્વી મહારાજ આપેછે. પણ વખત પડે તો મલ્લીકાના પ્યાર ઉપર પણ પાણી છોડીશ પણ પ્રલ્હાદના વાળને પણ ધકકો લાગવા દઈશ નહી એવી પ્રતીજ્ઞા કરી મંદાર ત્યાંથી ચાલી જાયછે! બની ગયેલી વાતો જોઇ તપસ્વી મહારાજ ખુશ થાય છે.

પ્રવેશ ૨ જો–રાજપુત્રી મલ્લીકા પોતાના પ્યારના વીચારમાં ગરક થઈ બાગમાં બેઠી હતી ત્યારે તેને શોધતો શોધતો મંદાર ત્યાં આવ્યો । આજે આખો દીવસ મંદાર મળવા આવેલો નહી તેથી મલ્લીકા તપીજવાનું ઢોંગ કરી તેની સાથે બોલી નહી તેથી મંદાર તેને સમજાવી તેણી સાથે થોડી વાતોચીતો કરી પ્રલ્હાદની યાદ આવતાં એકદમ જવા લાગેછે. મલ્લીકા તેને અટકાવેછે અને આમ ઉતાવળમાં ચાલી જવાનું કારણ પુછે છે. ત્યારે મંદાર તેણીના પ્યારની પરીક્ષા કરવા માટે તેણીને " તું તારા બાપના પક્ષની છે કે પ્રલ્હાદના પક્ષની છે " એમ પુછે છે. તેથી તે બાપના પક્ષની છે એવો જવાબ આપેછે. પેહેલાં મંદાર તેણીને સમજાવવાનો પ્રયત્ન કરેછે. પણ તેણીની લાગણી સત્યના પક્ષ કરતાં રાજ્યવૈભવ તરફ વધુ છે એમ જોઇ મંદારને માઠુ લાગેછે. અને હવે તેણીના ઉપર પ્યાર કરશે નહી એવું મંદાર મલ્લીકાને જણાવેછે. મલ્લીકા પોતાના સૌંદર્ય અને રાજ્ય વૈભવના જોરથી તેને જીતી લેવાનો પ્રયત્ન કરે છે અને તેના જેવી રાજકુંવરી તેને ફરી મળશે નહી એવું સમજાવે છે પણ તે અત્યાગ્રહી મંદાર તેણીના સાંદર્ય, પ્યાર અને ઐશ્વર્યને ફીટકારી ત્યાંથી છટકી જાય છે.

પ્રવેશ ૩ જો – ગઈ વખતે ધરડા ચક્રદેવને પોતાની સ્ત્રી સાથે સારી રીતે રહેવા ઉપદેશ કરેલો તે નકામો થયેલો જોઇ ચપલા નવો ઈલાજ લેવાનું ધારી

ચક્રદેવને મળવા આવે છે અને મારી સલાહપ્રમાણે ચાલશો તો તમારી અને તમારી ધણીયાણીની એક ગાંઠ કરી આપીશ એવી ખાત્રી આપે છે. પેહેલાં-તો તે હાના કરે છે પણ પછી તેણી કહે તેપ્રમાણે દરવાનું કબુલ કરે છે. ચપલા તેને સ્ત્રીપૂજાનો પાઠ આપે છે તે પેલો ઘરડો તેના સામે ભજવી બતાવે છે અને બાયડીના બદલે ચપલાનીજ પુજા કરે છે એટલામાં ચંચલ તેની મા ગદાદેવીને લઈ ત્યાં આવે છે અને ચપલાએ ધારયા મુજબ ઘરડા ચક્રદેવ અને તેની સ્ત્રી ગદાદેવી બન્નેની એક ગાંઠ થઇ જાય છે.

પ્રવેશ ૪ થો—બે દીવસની મુદતમાં પ્રલ્હાદ પોતાની હઠ છોડવા કબુલ નથી એમ જોઇ રાજા તેને બળતા તેલની કઢાઇમાં નાખી દેવાનો ઠરાવ કરે છે. ત્યાં જતા પેહેલાં ભગવાનનું ભજન પ્રલ્હાદ કરતો હતો તેટલામાં રાણી કયાદુ ત્યાં આવી તેને સમજાવે છે પણ પોતામાં ઇશ્વરનો અંશ છે એવું પ્રલ્હાદ બતાવી દે છે. એટલામાં રાજા ત્યાં આવે છે અને એક પથ્થરની મુર્તી આગળ પોતાની સ્ત્રી અને કુંવર સાથે બધા હાથ જોડી પગે પડેલાં જોઈ ચીડાઈ જાય છે. પ્રલ્હાદને કઢાઈમાં નહી. નાખવા રાણી અજીજી કરે છે. પણ તે તરફ રાજા ધ્યાન આપતો નથી અને પ્રલ્હાદને એકદમ કઢાઈમાં નાખી દેવાનો હુકમ ફરમાવે છે. એટલામાં મંદાર ત્યાં ઓચીંતો આવી પ્રલ્હાદને સીપાઈઓ કબજા-માંથી છુટો કરે છે. આ બીનાથી રાજા વધુ ચીડાઈ

જઈ મંદારને કેદ કરવાનો હુકમ કરે છે અને મંદાર સીપાઇના કબજામાંથી છટકી જવાનો પ્રયત્ન કરે છે. ફરી પ્રલ્હાદને કઢાઇમાં નાખી દેવા રાજા ફરમાવે છે. શીપાઈ તેને ઉચકી નાખી દે છે એટલામાં તરત અગ્ની અને બળતી કઢાઇનું રુપાંતર થઈ મલ્હાદ કુમાર કમળના ફુલમાં બેસી ભગવાનનું ભજન કરતો નજરે પડે છે અને તે જોઈ રાજા અને બધા માણસો અજાયબીથી ગરકાવ થઈ ઉભારેહે છે.

## અંક ૩ જો.

પ્રવેશ ૧ લો–કઢાઇમાં નાખ્યા પછી પણ મલ્હાદ જીવતો બહાર આવ્યો તેથી તેને સળગી ઉઠેલી ચીનામાં નાખી દેવાનો વીચાર રાજા કરેછે. થયેલી બીનાથી ઘેલી બનેલી રાણી પોતાના છોકરા જે મલ્હાદ ને છેલ્લા દુધભાત પોતાના હાથથી ખવાડવામાટે ત્યાં મલ્લીકા સાથે આવેછે. એટલામાં રાજા ત્યાં આવી પુગેછે. રાણી કયાદુ પ્રલ્હાદને નહી સતાવવામાટે રાજાને સમજાવેછે પણ તે નહી માનતાં મલ્હાદને સળગી ઉઠેલી ચીતામાં ફેંકી દેવાનો હુકમ કરેછે. ચીતામાં પ્રલ્હાદને નાખી દીધો એટલે તરત રાણી અને મલ્લીકા તે ચીતામાં કુદી પડવા દોડેછે અને રાજાના અટકાવને માનતી નથી. પણ એટલામા ઇશ્વિરી ચમત્કારથી ચીતાના બદલે પાણીથી ભરેલી નદી થઇ જઇ તેમાં તરતી હોડીમાં પોતાના દોસ્તો સાથે પ્રલ્હાદ સેહેલ કરેછે એવું દેખાય છે.

પ્રવેશ ૨ જો–પ્રલ્હાદ વિષ્ણુભક્તીથી બળતી કઢાઈ અને ચીતામાંથી સહી સલામત બહાર નીકળયો તેથી તેના આગળ રાજાનુ કાંઇ જોર

ચાલશે નહી એવો વીચાર કરી મલ્લીકાની પીતૃભકતી ઓછી થાય છે અને તેણીને મંદારના શબ્દોની યાદ આવેછે અને તે મંદારને કેદમાંથી છોડાવવા કેદખાના તરફ જાયછે.

પ્રવેશ ૩ જો—રાજાએ મંદારને કેદમાં નાખ્યો ત્યારથી તે પ્રલ્હાદની યાદ કરતો કરતો બહુ દુઃખમાં વખત ગાળતો હતો. એક દીવસે તે પ્રલ્હાદની મુલાકાત એક વખત કરી આપ એવી ભગવાનની પ્રાર્થના કરતો હતો એટલામાં મલ્લીકા તેના આગળ ઉભી થાય છે અને તેને સમજાવી કેદખાનામાંથી છોડાવેછે.

પ્રવેશ ૪ થો—ચંચલ અને ચપલા ઘરડા ચક્રદેવ અને ગદાદેવીની પરીક્ષા લેવા ભગવાન વીષ્ણુ અને દેવી લક્ષ્મીના વેશ ધારણ કરે છે અને ચક્રદેવ ગદાદેવીની પુજા કરે છે તે જોઇ ખુશ થાય છે. અને તેઓને દર્શન આપે છે. સાક્ષાત્ વીષ્ણુ ભગવાન અને લક્ષ્મીદેવીના દર્શનનો લાભ મળયો એમ માની ધણી ધણીયાણી પગે પડે છે. ત્યારે ચંચલ અને ચપલા તેઓને આશીરવાદ આપી ત્યાંથી નીકળી જાય છે. અરસપરસના પ્યારથીજ ભગવાનના દર્શ-નનો લાભ મળયો એમ માની ધણી ધણીયાણી ખુશી થાયછે અને આનંદમાં વખત ગાળે છે.

પ્રવેશ ૫ મો—બધા ઉપાયો નકામા થઈ પ્રલ્હાદ જીવતો રહયો તેથી રાજા બહુજ ચીડાઇ ગયો હતો. એટલામાં મલ્લીકાએ મંદારને કેદખાનામાંથી છોડા-વ્યાની ખબર પેહેરાવાળાએ રાજાને સંભળાવી.

રાજા તો બહુજ તપી જઇ તે બન્નેને પકડી લાવવા હુકમ કરે છે. એટલામાં રાજગુરૂ, રાણી, મલ્લીકા, મંદાર, પ્રલ્હાદ વીગેરે આવી રાજાને તર છોડે છે અને ભગવાનની ભકતી કરવાનો બોધ આપે છે. તે વખતે રાજા પ્રલ્હાદને ઝેર દેવા રાણીને ફરમાવે છે. રાણી ભગવાનનું નામ લઇ ઝેર પાવા લાગે છે. પ્રલ્હાદ ભગવાનના નામનો જેજેકાર કરતો કરતો ઝેર પીએ છે. પણ ઝેરની કાંઇ અસર તેનાપર થતી નથી. રાજા આશ્ચર્યચકીત થઇ તારો ભગવાન કયાં છે એવો પ્રલ્હાદને સવાલ કરે છે. ત્યારે તે પથ્થરમાં, થાંભલામાં જ્યાં જ્યાં જોઇશ ત્યાં ત્યાં બધે ઠેકાણે છે એવો પ્રલ્હાદ જવાબ આપે છે તેથી રાજા એકદમ તપી જઇ સ્તંભ ઉપર લાત મારે છે. તરત સ્તંભમાંથી શ્રીનૃસિંહાવતાર પ્રગટ થઇ રાજાને મારે છે. ત્યારે તેનું ઉગ્ર સ્વરૂપ જોઇ પ્રલ્હાદ બીચે છે અને પોતાનું સાચું રૂપ લેવા ભગવાનની પ્રાર્થના કરે છે. એટલામાં શેષશાઇ શ્રીવીષ્ણુ ભગવાન ત્યાં પ્રગટ થઇ દર્શન આપે છે. બધા આનંદમાં મગ્ન થઇ પગે લાગે છે.. ત્યારે મંદાર અને મલ્લીકા તથા ચંચલ અને ચપલાનો હસ્ત મેલાપ કરવા ભગવાન રાજગુરુને ફરમાવે છે.

આ પ્રમાણે શ્રીવીષ્ણુ પોતાના ભક્તના સંકટનુ નીવારણ કરી તારકામાં જેમ ચંદ્ર પ્રકાશમાન થાય છે તેજપ્રમાણે બધા ભગતોમાં ' ધરમકા ચાંદ ' તરીકે પ્રકાશીત થઇશ એવો પ્રલ્હાદ કુમારને આશીર્વાદ આપે છે.

---

# નાટકના પાત્રો.

---

હિરણ્યકશ્યપુ ... .... ... ... ...દૈત્યરાજ.

પ્રલ્હાદ... ... ... ... ... ...તેના પુત્ર.

જોગી ... ... ... ... ... ...રાજગુરૂ.

મદાર ... ... ... ...પ્રલ્હાદનો મુસાહીબ.

ચક્રદેવ ... ... ... ... ...એક બ્રાહ્મણ.

ચંચલ ... ... ... ... ...તેનો લડકો.

કયાધુ... ... ... ... ... ... ...રાની

મલ્લિકા ... ... ... ... ...રાજકુંવારી.

ચપલા ... ... ... ...રાજગુરની લડકી.

ગદાદેવી ... ... ... ... ચક્રદેવની બહિયા.

---

७६५८

संगीत

# પ્રલ્હાદ નાટકની

# ગાયનો.



નમન:—

ભજન દેવતા, તેરા નિત ગાવત, હે ભગત,
અપની વિનતી સુન આજ હરતા ॥ ધ્રુ० ॥
લાજ શરમ રાખ પ્યારે, રહમ કરમસે, અપને
કામ ભલે, સુકા સારે જગત્રાતા ॥ ૧ ॥

જોગી:—

કિરતાર રંગ ઢંગ દે ઉમંગ રખનંગ ॥ તુ
જગત આનંદ હો જપે તો હે ॥ ધ્રુ ॥ તેરા
હમ દામન, થામકે કામકર પ્રભૂ દીન રૈન સબ
રટે તો હે ॥ ૧ ॥

પ્રલ્હાદ:—

ઇધર ઉધર જીધર કિધર ॥ જાલ કાલજીકા ॥
ગરજ ગરજ દુષ્મનપર બરસ પડે તીર સારે ॥
ધ્રુ० ॥ દિલાબાર જયકાર, ધુંજકે ડરાવે ॥
ખોડ ભુલાં દું ઉસકી સભી ॥ જાનસે મારકે
ફેંક દું અભી ॥ ૧ ॥

જોગી:—

તું નિરાકાર હૈ, સબકા મુખતાર હૈ ॥ તું મેહેરબાન હૈ, તું નિરાધાર હૈ ॥ ધ્રુ૦ ॥ તું હી ગુણી, તું હી મુની, તું હી દાતા ॥ ન ગમેં જગમેં હરસુ પરભૂ ॥ ૧ ॥

જોગી:—

અહંકાર ખોટા તું દિલસે મિટાદે ॥ ઝુટી હૈ માયા વો કિરતા ॥ ધ્રુ૦ ॥ કપટી યે ક્રોધી રહે અબ ન બાકી, તું હૈ બાકી હૈ સાકી, સબ પ્રાની છાયા ॥ ૧ ॥

ગદાદેવી:—

બાત બી મોરી તુમ્હેં ॥ કડવી લગત ડાંટ ડપટ, કપટસે મુરખ પિયા ॥ ધ્રુ૦ ॥ સુહાવે સુહાવે નાહીં બૈરી પન સ્વામી ॥ અબ પલ છીન સૈંયા સંગ તોરે, છલ બલકા બાત, નિભેગા ના સાથ, નિડર પિયો, ઝિડક ઝિડક લલ જૈયા, મૈં ડરત ભઈ ઠાર ॥ ૧ ॥

ચપલા:—

હોગી નાહીં દુની શાન ॥ કેસા હી હો વિદ્દાન ॥ ધ્રુ૦ ॥ કોઈ ગુનવાન રાજા બનકે ॥ કહેલાયે સુરય્યા ॥ ખુશી સાચી ઉસે નાહીં મિલત હૈ ॥ હોવે પાર ના નય્યા ॥ ૧ ॥

ચંચલ:—

બાલા બોલ મોરા જાને જાના સમજીના ॥

અબ તો પુજેંગે મોહે ગુની મુની સારે ॥ જાનસે દિલસે સબી પુજનારે ॥ પ્યારી દિલ-રુબા, તેરી મેરી હોગી સેવા ॥ વિષ્ણુ ગીતા-

ચપલા:—

મોરે ભાલે દિલદાર ॥ તેરી આદાપેમે બલહાર॥ છબ ઢબ પ્યારી હે ન્યારી ન્યારી શાન ॥ મૈં તો પર બલહારી પિયા ॥ બલ બલ જેંયાં વો સેંયાં હાં ॥ ૧ ॥

મુલી:—

આવોરી સખીયાં છુમ છુમ નાચે ॥ મન બહલાયે ॥ હારી અલબેલી મા ॥ ગાયે બજાયે દિન રતીંયા ॥ ધ્રુ૦॥ હે ફુલા ચમન બન ગુંયાં॥ યે ફુલપર બલ બલ જયા ॥ સહેલિયાં આવો મનાયે હમ ખુશીયા ॥ ૧ ॥

મલ્લીકા:--

સ્વામી મોરા હે રસીલા બાંકા સિપય્યાં ॥ નાહી દેખા કોઈ એસા સુંદર કન્હયા ॥ મન ભાયે પિયા આયે લાગું મૈં પૈંયા ॥ ૧ ॥

મંદાર:-

તો સી ગુલે રુખ સાર જમીપર, દેખી નાહીં જાના સુંદર મોહન, તો પે તનમનસે કુબીન મૈં ॥ ધ્રુ૦ ॥ સૂરતમે ગુલાબસી તું હે આબસી તું હે, ના જો આદાયે, શોભે તો હે ॥ ૧ ॥

મલ્લીકાઃ—

દિખાનેકો શાન ॥ આયે બાંકે હાં ॥ ધ્રુ૦ ॥
વાહજી બે બુલાયે મેહમાન ॥ નામકી પૂજા,
ખેલ હૈ સૂજા ॥ ભંવરે લોભી સમજી ફાંસા ॥
જાની, જાની, મેં પેહચાની, ગાલોપેં હૈ
અખિયાં ॥ ૧ ॥

મંદારઃ—

ખેરાતે હુસ્ન દે દો ॥ તનકી જકાત દે દો ॥
ઉલ્ફતકી ભિક્ષા હૈ પ્યારી ॥ દર્સે ન ફેરો ખાલી॥
કહલાવો દુનિયામેં હાતમ બિન તાઇકી સાલી ૧

મલ્લીકાઃ—

ભોલી મછલીયા ફસાવો ॥ હાં જાલ બિછાવો ॥
ધ્રુ૦ ॥ મુછોંકી ગલમેં, તો મઝાકા બલ હૈ ॥
હાં ઘાતેં ખુબ દિખાવો ॥૧॥ હાતન આયગા,
માલ મલિદાયે ॥ બાતેં લાખ બનાવો ॥ ૨ ॥

મદારઃ—

દિલારા હાં બંદા તેરા ॥ તન મન અર્પન મેરા
દિલરુબા, સુંદર અદા, તેરા, હાં પેદા ॥ ધ્રુ૦ ॥
મોહની સુરત એસી ॥ મેહલકા તેરી જેસી ॥
નજરમેં નાહીં કોઇ ॥ ગુનમેં તુ જસી અફ્-
સરા, દિન હૈ ભલા મોહે ગરવા લગા જરા ॥૧॥

રંનીઃ—

બાલક બિન ના જાન જાનમેં ॥ મોહન મોરા
હૈ ધ્યાનમે ॥ ધ્રુ૦ ॥ સોના હૈ સબ નાહીં
લગતા નુરે નજર બિન જીમ કાનમેં ॥ ૧ ॥

રાની:—

શહર અચ્છા હૈ મુઝે ઔર ન બન ભાતા હૈ ॥
ધ્યાન પ્રલ્હાદકા રેહે રેહકે મુઝે આતા હૈ ॥
ક્યા કરુ ક્યા ન કરૂ સૂજતા કુછ મુઝકો નહીં ॥
મેરે બચ્ચેકા નીગાહબાન મેરા દાતા હૈ ॥ રુહપર
સદમા હૈ ઔર જાન હૈ બેકલ મેરી ॥ દેખું કયા
ગમ યે મુકદર મુઝે દિખલાતા હૈ ॥ ૧ ॥

પ્રલ્હાદ:—

રાજ તાજ કિસારી શોભા । મન બસ મોરે ।
આન બડી, શાન બડી ॥ ધ્રુ૦ ॥ ચરન લાગુ
દિલસે માનું । તુમ્હારા હુકમ માતા પ્યારી ॥
ઈશ્વર કભી નાહીં કહું ॥ ધરમ હૈ યે મેરા॥૧॥

ગુરુજી:—

તેરી હિકમત સાગર હૈ, જીસે ચાહે પાર
લગાવે ॥ધ્રુ ૦ ॥ ડુબેકો તિરાવે, રોવેકો હંસાવે।
નયરંગ દિખલાયે ॥ જીસે ચાહે વો ચાહે ॥૧॥

મંદાર:—

બાલક હૈ વો ગુનબાલા ॥ ગુલે, લાલા હૈ ભગ-
વત સચ્ચા આલા બાલા ॥ ધ્રુ૦ ॥ નામ
ખુદાકા હી ગાતા હૈ વો । ઉસીકી જપતા હૈ
માલા ॥ ૧ ॥

મંદાર:—

નહીં બચ્ચે પે કુછ ધ્યાન હૈ, તુમ્હેં રાજાપા
બોકા ગુમાન હૈ, દગાસે, જફાસે, જર ડારો

વફાકે નશેમેં રહા કરો સચ્ચા ઇસ્મે હી
માન હે ॥ ૧ ॥

જોગી:–

જાલીમ રાજા ઓ બદખ્ખુ બનકે ઉઠા હું શોલા
અગ્નીકા ॥ ધ્રુ૦ ॥ જાનપે ગિરકે, જલાદું તો
હે વો બદખ્ખુ ॥ ૧ ॥

મલ્લીકા:—

આતી હે થંડી થંડી કહાંસે હવા મુઝે ।પેગામે
યાર હેતી હે બાદે સબા મુઝે । કહતે હૈં કુલ
હસીન તો, નાજુક અદા મુઝે । લેકીન મેરા
હબીબ હે બાંકા મિલા મુઝે । ઉલ્ફત જહાં ન
મેં હે ઉસીકી ખુદા મુઝે ॥ ૧ ॥

મંદાર–

જાનો જીગર તાકે બેબસ પાકે । મૂરગે બેપર
કો જહેર ખિલાકે ॥ ધ્રુ૦ ॥ દિલમેં હૈં કીના
જાહેરા બાતેં હે શેહદસી । એસી કદ્રદાની
કહીં ન દેખે ॥ ૧ ॥

મંદાર:–

જા, જા, દેખા દેખા શાહાની સુલતાની તેરી
જા, જા । તેરી પરવા ન કરુંગા મેં બેપીર ।
હું મેં વો બીર બરસૂં, ગરજું ઘન નનનનનના
હું બારી તુજપે જા, જા ॥ ધ્રુ૦ ॥

મલ્લીકા:-

ક્યા સમજા હે મુઝકો દિલમે । ખાતર નાક હું;

ગઝબ નાકહું, તેરી સારી છલ બલીં યા ભુલ,
મેં દુંગો ॥ ૧ ॥

ચપલા:–

બીબીકા મન બહલાવ । નિશદિન ચૈન પાવ ।
પીતકી રીત દિખાવ । દિલસે ઉસે લુભાવ ॥
ધ્રુ૦ ॥ હોનો નર નારી બનકે પુજારી । મિલા
જુલકે રિઝાવ । ઉલફત દિખલાવ ॥ ૧ ॥

ચપલા:–

હટો છાંડો જી ઐં યાં મેં માનું નહીં બતિયાં ॥
ધ્રુ૦ ॥ મારે ઝુટી બઢેંયા, જૈસે સીંપય્યા ॥
મછલ મછલ દિખલાયે છલબલિગા ॥ ૧ ॥

પ્રલ્હાદ:–

તિહારે દરસકા દાતા હું ભૂંકા ॥ તેરોહિ નિત
હૈ આસા ॥ ધ્રુ૦ ॥ ઈસ ધરતીપર લાજ
તિહારી ॥ દુનિયામેં પત હૈ ભારી ॥ તેરી
ખુશીસે સાર હૈ મિલતા ॥ ૧ ॥

રાની:–

મછલ મછલ સુન કરન બઢય્યા ॥ માત પિતાસે
મોરે કન્હય્યા ॥ ધ્રુ૦ ॥ જાનો પિયા નેનો પિયા
હાંતસે માન જહર ન ખારે ॥ પડત હું પય્યાં૧

પ્રલ્હાદ:–

દિવાની માતા દેખના ॥ કૈસા ન્યારા પ્યારા
પ્યારા શાનોવાલા ॥ દિલદાર, ગમખાર, નુરાની
લાસાની હૈ ગ્યાની ભગવાન ॥ ૧ ॥

રાની:—

દુખીયોંકે ધામ લેવત હું, પલછીન નિત તેરો નામ ॥ ધ્રુ૦ ॥ તો પર જાન માલ, નિસાર, જગવાલી વારી દાસી પ્રભૂનાથ દીન દયાલી ॥ આપ હમારે હૈ વાલી ॥ ૧ ॥

પ્રલ્હાદ:—

ગુનીયોંકે ગુનબા, દુખનવા, દુખનવા ભગવત મેરા ભગવત મેરા ॥ ધ્રુ૦ ॥ પાલનહારા, જગ, દર પ્યારા, સુરજન ન્યારા બે મિસાલ ॥ શોકત દાતા પુલ હજારા ભગવત મેરા ॥ ૧ ॥

પ્રલ્હાદ.—

આગકે શોલોંસે પિતાજી ડરાવોના ॥ મૈં રાજી હું તયાર હું તયાર હું ॥ ધ્રુ૦ ॥ ધમકિયાં ન દો, બાતબાત પર ॥ જલાકે કરદો રાખ સબકો ॥ ૧ ॥

મલ્લીકા:—

શામ મોહે બુલાય ન આય જાય કૌન લાય મન બહેલાય ॥ ધ્રુ૦ ॥ ધુનવાલે, ગુનવાલે-ધર્મી પુનવાલે મતવાલે આયે ॥ ૧ ॥

મંદાર:—

ફસી હૈ મુસીબતમેં જાન એ ભગવાન ॥ પ્યાસા લહુકા રાજા, બદખુ બે ઇમાન ॥ ધ્રુ૦ ॥ સંગ સાથી કોઇ નહી ॥ છાયા ડરાવે હૈ બાલકકા ધ્યાન ॥ ૧ ॥

મલ્લીકાઃ—

એ વાજીવા તુમ્હેં સુજા હે યે ક્યા ખેલ નિરાલા॥
બને ખુબહો બોલે કૂબતી કહીં મૂ ખોલે ॥
હે કોનસા કહો અબ દિલ્લગીકા પ્યાર તરીકા ૧

મંદાર:—

પ્યારી મોસે ના ઝેપો ॥ સાચ સાચ બોલો ॥ ધ્રુ૦
ચોરી ચકોરીસે કાહે છુડાયે મોહે ॥ દિલમેં
કયા યે સમાઇ ભેદ ખોલો ॥ સાચ સાચ ॥૧॥

મલ્લીકાઃ-

સબ જગકે રાજન્ જાન માલસે કુરબાન હે ।।
ધ્રુ૦ ॥ ચાહે જીલાવે ચાહે મિટાવે ॥ તેરે
ગુલામ હે ॥ ૧ ॥

ચપલાઃ—

આન બાન, આન બાનસે દિલવર જાની ગરબા
મિલે અપની પત રાખેં । જો હમેં દેખેં જમી
નાપે, નાહીં ભાપે ॥ ધ્રુ૦ ॥ વિષ્ણુ પિઅરબા
હૈ તું પ્યારા, લક્ષ્મી રૂપ મેરા હે ન્યારા । માત
પિતાકો તેરે બનાયેં દર્સ દિખાયેં રાહપે લાયેં ।।૧॥

રાનીઃ—

નાજકે પાલે જહેર યે પીલે ॥ આખરી યે
પ્રસાદ હે મેરે બેટારે ॥ ધ્રુ૦ ॥ અબ માતા
તેરી બિરોગન બની હે ॥ તેરે ધ્યાનમેં વો
ગુન બાલે બેઠારે ॥ ૧ ॥

પ્રલ્હાદઃ-

સપનેમેં જરા મેરે આપ આયના ॥ મંદિર

દિલકા થા હમેશા ખુલા ॥ આપકો લાઝીમ થા
કામ બનાના મેરા ॥ ૧ ॥

કોરસઃ—

મિસલે કમર હૈ ચમકા અપના સિતારા ॥
સાયા ફિગન સરપર હૈ ધર્મકા તારા ॥ દરસ
દિખાયા હમેં ભગવાન પિયારા ॥ દાસ બનાયા,
હમેં જી શાન પિયારા ॥ દાની, ગ્યાની, માની,
જગત્રાતા, ધર્માતા, મન ભાતા, દાતા હમારા ॥૧॥



Printed by Khanderao Vinayak Purandare,
at Purandare Co. Printing Press No. 3
Thakurdwar Bombay.

Published by Krishnajee Sakharam
Hardikar Secretary Balvant Sangit
Mandali Tijorivala's Banglow
Grant Road Bombay.

શુદ્ધ વનસ્પતીકી બની હુઈ-

# સેશીનતાન.

## ચાંદીકી ગુટીકા.




હરવખ્ત જેબમેં રખને-લાયક ખુશબુદાર ઔર દવાકે મિસાલ કામ દેનેવાલી ખુબસુરત ગોલીયાં લેહજતદાર પૌષ્ટિક તથા પાંચક સબસે ઉમદા તાંબુલબિહાર-સીરદર્દ-મુખરોગ--દમકખાંસી, ચક્કર, બુખાર આદિ રોગોંકો ભગાનેવાલી અકસીર દવા-સૅંપલ્સ મુફ્ત.

| | |
|---|---|
| ૩૦ ગોલીયાં ૧ આના | ૧૪૦ ગો. સીસી ૫ આના |
| ૨૮૦ ગો. પુડિયાં ૭ આના | ૭૫૦ ,, બકસ ૧ રુપિયા |

સેશીનતાન ડેપો-મુરારજી માર્કેટ-કાલબાદેવીરોડ મુંબઈ, ઈસ નાટક કંપનીમેં ફરોખ્ત કિયા જાતા હૈ.

# જાહેરાત.



સસ્તા ભાવે લાદીઓ વેચનાર રૂપારેલની લાદી દુકાન ગોલપીઠા ઉપરથી ખાલી કરીને હાલ ડંકન ઉપર આવી છે.

માંગલોરી નળીયાં, શાહાબાદી, તાંદુરી, બાયંગ લાદીઓ, અંબર કલરની, માટી લાલ અને પ માટી, દરેક જાતની ટાઇલ્સ વીગેરેના ભાવ લખો અથવા મળો.

**જે. બી. રૂપારેલ**

ઠે૦—ડંકનરોડ, મુંબઈ નં.